पारेखश्री आनंदजी अमरचंदना पुण्यार्थे अपाय छे.

# PITRI-MARNOTTARA-VIDHANA

OR

## CEREMONIES TO BE PERFORMED FOR DECEASD PARENTS AND OTHER MEMBERS OF FAMILY

BY

Panachand Anandjee Parekh.

*Author of*

Vyabhichara Khandana Nataka
& Indian Nationality.





Bombay:
PRINTED AT THE ORIENTAL PRINTING PRESS.

1892

# PREFACE.

Alas! how the countrymen of Manu Vasishta and Vyas—men whose forefathers once admirably advanced the social, moral, and spiritual development of India, spread disinterestedly, enlightenment throughout the world, and carried triumphantly the glory of their race to its zenith—alas! how have they now become victims to a diametrically opposite process of wholesale degeneracy and a series of evil customs. This no Indian, even with the least intelligence and patriotism can recount and contemplate without shedding tears of shame and sorrow. And a slight consideration of this matter will doubtless make it self-evident that all this is directly owing to a series of national reverses resulting in indifference on the part of our countrymen to the nobler instincts of man and the higher dictates of conscience. Not only that but it is indirectly owing also to the masses being kept illiterate and uneducated, who in the absence of a guiding light on their path inevitably go astray. The masses are apt in such a condition to indiscriminately yield to impulses which generally cause them to retrograde till they eventually fall under the thraldom of superstition and bigotry. In fact it is causes like these direct and indirect which have introduced among Hindus, besides

a number of evil customs, one of giving large dinner parties with the daintiest dishes possible, on the death of a member of a family. The rich or the poor, the ruler of a state or a common householder, the learned or the illiterate all follow that custom alike and spend lavishly according to their respective means in giving dinners both to the Brahamans and to their caste-brethren.

It may be remarked here with advantage that India, the cradle and nursery of civilization, was in the past the model to the world for imitation in all branches of human life, at its best and worst, and the vestige of this custom also is visible even in Europe of the present day.

It is for a period of 4 days in general commencing from the tenth to the thirteenth day of the dead. But with some princes and rich shettias it is prolonged for a year or more, in which case thonsands are thrown away on this ridiculous custom of feasting people with sweets. Has the observance of this strange and unnatural custom any sanction or support from the Shastras? No. On the contrary it is quite in disobedience to the rules of the Shastras, a point blank perversion of what they teach.

The Shastras* enjoin that two or at most five learned and virtuous Brahamans shall be fed even by the richest and no more. Hence the writing of these pages in which I have translated the chief portion from Manu appertaining to the subject and have propounded general veiws about same. My late lamented father being of refined veiws, which are also conformable to those of the Shastras, and having advocated them for the last forty years I have reverently dedicated the work to his memory.

Now a direct and sovereign remedy for removing this widespread evil from India, is, that four congresses composed of the deligates from all the several castes should be established in four provinces of the country, to consider and resolve upon the course to be adopted for

* This injunction of the Shastras, with regard to the feasting of 2 or at most 5 Brahamans, is ment for some spiritual and mystical purposes in connection with the dead. Except for that they strongly denounce it as a positive sin which may be gathered from the following couplet in which they prescribe Prayaschita to the Brahamans for having partaken of such feast.

चांद्रायणम् नवश्राद्धे । पाजापत्यंतु मिश्रके ।
ऐकाहस्तु पुराणेषु । प्राजापत्यं विधीयते ॥

putting into practice the sublime teachings of the Shastras.

The indirect remedy, though remote yet stronger and deep-rooted, is the education of the masses, which by enlightening their minds and making them capable of viewing things in their proper light, will teach them to look down upon this custom as the most ridiculous, unwise and degrading that was ever tolerated by the son of man. And for this we look to our benign government and liberal native princes to whose hands are entrusted the destinies of 300,000,000 people of this country. The present system of education is, it must be confessed, very meagre and its measures utterly disproportionate to the wants of the country. The contrast is apalling in as much as while 90 per cent. of the population are being educated in other countries of Europe, hardly one per cent. is being educated in India! It therefore behoves them in the cause of civilization and humanity to model it on the system of Prussia or at least that of England. For the existing educational policy of government does no honour to the prestige and glory of the British nation as it would take a century before any appriciable good can be done by it.

P. A. P.

श्रीमद्राजा प्रजाना हितसारु.

# पितृ—मरणोत्तर—विधान.

एटले

## मातपितादि स्वर्गवासी थया पछीनी क्रिया

अने

## मरनारनी पछवाडे नातवरा न करवा विशे शास्त्रार्थगर्भित उपदेश.

---

सुज्ञ श्री आनंदजी अमरचंद पारेख

एमणे

स्वर्गवास कर्यो तेना स्मरणार्थ.

रचनार

**पानाचंद आनंदजी पारेख.**

व्यभिचारखंडननाटक तथा आर्यदेशजनताना कर्त्ता.

संवत् १९४८ ना आषाढ शुदि ६. ता. ३० मी ज्यून १८९२.

मुंबई:

ओरियन्टल यंत्रमां मुद्रित कर्युं.

---

जब तुम आये जगतमें। लोक हसे तुम रोय ॥
ऐसी करणी कर चलो। तुमहि हसो जग रोय ! ॥

આ સ્મરણીરૂપ કહેવત અહીં એટલા સારૂ મુદ્રિત કરવામાં આવી છે કે જે અવધાની સ્ત્રીપુરૂષની ઇચ્છા હોય તે એમાંના ઉત્કૃષ્ટ સૂચનનો બોધ પકડી લઈ પોતાના જીવન સમયમાં સત્કાર્યો કરતું રહે. અંતસમયે જેથી કાંઈ પસ્તાવાનું ન હોય. એટલુંજ નહીં પણ **કરણી** એટલે એવી શક્તિ સંપાદન કરવાનું કામ કરી લે કે જે શિવશક્તિના અમૃત મદેકરી તે પોતાના મરણ સમીપની એક કલા, પહર, કે દિવસ દિવ્યાનંદ અને પરમ શાંતિમાં કહાડી શકે. લોકો મોહવશ થઈ એના આગામી વિયોગની ચિંતાએ રડે, પણ એ પોતે સ્વાત્મપ્રાપ્તિના આનંદ—મદમાં હસે ! એવી શક્તિ અનુભવી બ્રહ્મનિષ્ઠને હાથ આવે છે માટે જેથી બ્રહ્મનિષ્ઠા ઉત્પન્ન થાય એવા સદ્ગ્રંથોનો સદા અભ્યાસ કરવો. તથા વૈદિક કલ્યાણી વાણી નિરંતર કાને પડે એવી સંગતિ કરતા રહેવું.

## ભુજંગી છંદ.

રડે તું જગે આવતાં જીવ છાપે,
હસે લોક હેતે હળીને પ્રલાપે;
કરી ચાલ કૃત્યોજ એવાં પ્રતાપી,
રડે લોક, ઉલ્લાસમાં તું તથાપિ.

# मुखबंधः

अहो ! यदेकदा परिशुद्धाचारविचारयोः महोन्नतं शिखरं आगतानाम् आर्याणाम् वंशजाः इदानीम कीदृशं निःशेषपतनम् प्राप्ताः ? तेषामाचारविचारा अपि कीदृशीं भ्रंशताम् संकरताम्च प्राप्ताः । यदालोचनवर्णने सुप्रसन्नचेतसोऽपि शीघ्रतया विखिन्नान् कुरुतः ॥ परंतु अस्मिन् पितृ-मरणोत्तर-विधाने तद्विषकं दुराचारखंडनमात्रंहि निवेदनीयम् ॥

अस्य शरीरस्य स्नेह—महोदधिना, पुण्यतीर्थेन पित्रा-पारेखोपाधिधारिणा अमरचंदसूनुना आनंदजिना ७७ वर्षाणां वयसि स्वर्गवासः कृतः । एषा वार्त्ताहि केवला एतत् परिलेखलिखने मम प्रवर्तिका ॥ तस्मात् एतम् मानव धर्मशास्त्रानुसारं रचयित्वा पुत्र धर्मतः तस्मैहि अर्पयितुं कामः ॥ महात्मने तस्मै तदर्पणकरणे अन्यदेकम् प्रधानम् प्रयोजनमस्ति । तन्निवेदने यद् वक्ष्यमाणम् तन्नाधिकम् मंतव्यं बुधजनैः ॥

पारेखश्रीःमितभोगासक्त्या परमारोग्यभोगी नीतिसंपन्नः सहज स्वभावः । सुकुशलया द्रव्योपार्जनशक्त्या समयविशेषे पंचलक्षाणि धनानि प्राप्यापि अथेति पर्यंतं केवलो वैराग्यानुरक्तश्च ॥ वेदोक्त सदाचारे तस्य एतावती

सात्विकी श्रद्धा यदस्मिन् देशे प्रथिताम् शास्त्राविहिताम् मरणोत्तर भोजनप्रवृत्तिं निंदित्वा ४० वर्षानारभ्य स तां त्यक्त-वान् इति. एवम् अनुभूय पितरि महात्मनि परमसादरोहं तं पवित्रात्मानं प्रणम्य एतम् परिलेखम् अर्पितं करोमि ॥ इदानीम् पूर्वकथिता सा निंदनीया मरणोत्तर भोजन-प्रथा आर्यवंशजेषु किं प्रविष्टा । एतावान् तर्कविषयः क्रियेत ॥ शास्त्रं तु वेदपारगाय ब्राह्मणाय श्राद्धभोजनम् विधाय पश्चात् प्रायश्चित्तं विदधाति भोक्तुः । तदा अन्य-स्य का कथा । शृणुतावत् ॥

अहो ! विचरतः अस्य मिथ्याचारस्य मूलं जने वने गि-रिकंदरे कुत्रापि न लब्ध्वा अंधपरंपरासु भ्रांतिषु उपलभ्यते ॥ अस्य साक्षात् प्रतीकारार्थं दोषानवलोक्य आर्यवंशजैः आबालवृद्धैः गूढतरतया धिक्क्रियताम् सा प्रथा ॥ परोक्ष प्रतीकारस्तु राज्यकृतिमूलकेन कन्याकुमारविद्योत्कर्षेण भविष्यति ॥ येन विना राजा प्रजा वा न कोपि जयति ॥ य-स्याभावेहि कीर्तिते भारते पूर्वे अन्ये मिथ्याचाराः प्रवेष्टुम् शक्तवंतः ॥ तस्मात् इदानीमपि यदि भारतेश्वर्या विद्याप्रसा-रिका व्यवस्था कार्यलववित्क्रीडिता एव स्थास्यति । तर्हि सा भद्राणाम् भारतजनानाम् १०० वर्षाणि व्यर्थम् क्षपयिष्यति ॥ एवं द्विविधौ प्रतीकारौ अस्मिन्परिलेखे स्फुटीकृतौ ॥ इत्यलं ॥

पा. भा. पा.

# મુખબંધ.

આ શરીરના સ્નેહ—મહોદધિ, પુણ્યતીર્થ, પિતાશ્રી સુજ્ઞ આનંદજી અમરચંદ પારેખ એમણે પોતાની ૭૭ વર્ષની વયે સ્વર્ગવાસ કર્યો એ બનાવથી આ વિધાન લખવામાં મારી પ્રવૃત્તિ થઈ. અને તે માનવ ધર્મ શાસ્ત્રાધારે વિરચિત કરચા પછી પુત્ર ધર્મ્માનુસાર એમનેજ અર્પણ કરવામાં હું મારૂં સાર્થક્ય સમજું છું. એમ કરવે બીજું એક બલવત્તર પ્રયોજન છે: તે નિવેદન કરવાના કારણથી એમને વિશે અહીં યત્કિંચિત્ બોલાય તે બુધજનો વિશેષ ગણશે નહીં.

પારેખશ્રી બહુ મિતભોગી હોવાથી સદા સારૂં આરોગ્ય ભોગવતા હતા. એઓ નીતિપરાયણ તથા સહજ સ્વભાવ હતા. અને એમને અંગે દ્રવ્યોપાર્જન કરવાનું સુકૌશલ્ય હોઈને એક સમયે પાંચ લાખ રૂપિયા જેટલું ધન પ્રાપ્ત થયા છતાં પણ એમનો અથેતિપર્યંત વૈરાગ્ય પરજ અનુરાગ હતો.

વેદોક્ત સદાચાર પર એમને એટલો બધો ભાવ હતો કે આંજ ચાલીશ વર્ષ થયા મરનારની પછવાડે દહાડો જમવાનું એમણે બંધ કીધું હતું. એઓ કહેતા કે એ જમણ બહુ

નિષેદ (નિષિદ્ધ) છે. ધીમે ધીમે એ દહાડો જમવાની પ્રથાનો એમને એટલો બધો ધિક્કાર વૃદ્ધિગત થતો ગયો કે એવા જમણવારને પાટે બેસવાનું પણ એમણે છોડી દીધું. અને ખિન્નપણે સ્નેહવર્ગીઓના આમંત્રણનો અસ્વીકાર કરતા હતા. એ વાત આ પરિલેખ એમનેજ પરમ આગ્રહ પૂર્વક અર્પણ કરવાને માર્ગોપદેશિકા થઈ છે.

હવે મરનારની પછવાડે જમવા જમાડવાનો એ અશાસ્ત્ર મિથ્યાચાર કેમ પ્રચરિત થયો થશે તે આપણા તર્કનો વિષય કરીએ. કેમકે શાસ્ત્રતો મરનારની પછવાડે જમનાર સુપાત્ર બ્રાહ્મણને પણ પ્રથમ ગુહ્યાર્થ મૂલક પ્રયોજનવશાત્ પોતેજ આજ્ઞા દીધા છતાં પાછું પ્રાયશ્ચિત કરવાનું કહે છે તો બીજાઓની શી કથા !

અહો ! વિચારેકરી એ મિથ્યાચારનું મૂલ જને વને ગિરીકંદરે કયાંય ન જડતાં અંધ પરંપરા અને વ્હેમમાંજ ઉપલબ્ધ થાય છે. એનો સાક્ષાત્ પ્રતિકાર આર્યવંશજ આબાલવૃદ્ધ સર્વ કોઈએ એ પ્રથાના દોષો જાણીને આંતરીય ધિક્કાર કરવામાં છે. અને પરોક્ષ્ પ્રતિકાર હવે રાજ્ય–કૃતિમૂલક કન્યાકુમારના ભાવી વિદ્યોત્કર્ષમાં છે, જે વિના રાજા પ્રજા કોઈનોએ જય નથી.

કેમકે વિદ્યોત્કર્ષને અભાવેજ મૂલ આ પ્રતાપી ભારતવર્ષમાં એ અને બીજા પણ અનેક મિથ્યાચારો ધુસવાને પામ્યા છે!

માટે હમણા પણ જો સરકારની કેલવણી આપવાની કાર્યલવ-વિક્રીડિતા વ્યવસ્થા ચાલુ રહેશે તો તે બ્રિટિશ મહાપ્રજા અને તેમના રાજ્યની અપકીર્તિનું કારણ થઇ, વિ-શેષમાં ગાય જેવા ભદ્ર ભારતવર્ષીઓના આવતાં સો વર્ષનો નાશ કરશે! ઇત્યલં.

મુંબઇ સંવત્ ૧૯૪૯ }
કાર્તિક વદિ ૭. } **પાનાચંદ આનંદજી પારેખ.**

**અનુલેખ.**—પ્રથમાધ્યયનકાલે રોમોત્કંપ કરાવનારી, વ્યાઘ્રમુખી ભાસતી, પણ પરિચય પછી બકરીની પીઠવાલી સંસ્કૃત ભાષા વિદ્યાર્થીને સુગમ પડવા માટે મારી રીતિ-ભિન્ન હોઇને સંધિ સંબંધે તે નીચે લખેલા, વ્યાકરણની હારકારિકામાં કહેલા સિદ્ધાંતને અનુસારે છે:-

**संहितैकपदे नित्या । नित्या धातूपसर्गयोः ।**
**नित्या समासे वाक्ये तु । सा विवक्षामपेक्षते ॥**

તેથી આ પરિલેખને પ્રારંભે આવેલા સંસ્કૃત મુખબંધમાં સંધિકરણ એ પ્રમાણે રાખવામાં આવ્યું છે.

**પા. આ. પા.**

# अर्पणपत्र.

## દોહરા.

અમેર પુત્ર આનન્દજી, નામસમા ગુણ નેટ,
**ઉરગત ઇશ્વર** ઓલખી, કરી[2] હરિ **આતમ** ભેટ;
નિજ વંશજ નરગણ અગણ, સર્વ તણું શુભ ટેવી;
ઉદાહરણરૂપ રહી જવા, નિશદિન શુધ નીતિ સેવી.

## ગીતિ.

**અમર** થયા ગુરૂ[3] મારા, મમ રૂદને કરી હવે ! શું આધિક્ય !
પ્રાપ્ત તણી એ પ્રાપ્તિ, નથી રહ્યું જેમાં કંઈજ કર્ત્તવ્ય.

---

૧ અમરચંદ. ૨ પારેખશ્રીએ સ્વર્ગવાસ કર્યો તે ખરેખર જોતાં–એઓશ્રીએ હૃદયસ્થ હરિરૂપ પોતે પોતાનીજ ભેટ કરી.

૩ શાસ્ત્ર ચાર ગુરૂ કહે છે. અધ્યાપક, આચાર્ય, અને માતપિતા. તેમાં પિતાની મહાગુરૂમાં ગણના કરી છે. અને માતૃશ્રીને તો એ ગુરૂવર્ગમાં સર્વથી મોટી મનાવે છે. સ્ત્રીસંબંધે કહીએતો વેદોક્ત ધર્મીઓની એકે ક્રિયા એવી નથી જેમાં સ્ત્રીલક્ષ્મીને પોતાની અર્ધાંગના ગણી ગૃહરાજ્યની સ્વામિની (અર્ધસ્વામી) માન્યાવગર ચાલે. યુરોપિયન લોકો

**વેદવિપ્રવત્સલ, સુધનાઢ્ય નરતેજ,**
**ગૌબ્રાહ્મણ હિતૈષી,**

**કોમલહૃદય, વિતરાગ, પુજ્ય પિતાજી આન-ન્દજી !** આપશ્રીએ સ્વર્ગવાસ કર્યા તેના સ્મરણાર્થ આપ-

---

આ છેલી નીતિને પ્રાધાન્ય આપી તેના (૧૦) એકડા ઉપર મિંડું ચડાવવા જેટલા આડમ્બર કરે છે. અને પહુલી બે નીતિમાં (૦૧) એકડાની પાછલ મિંડું ચડાવતા જાય છે. પરંતુ **આર્યને** માટે આર્યશાસ્ત્રા તો એ પહેલી બે નીતિના પ્રકર્ષ ગાય છે. અને છેલ્લી નીતિમાં બહેકી જવાથીજ માત્ર રોકે છે. જુઓ,

**प्रजनार्थं महाभागा पुजार्हा गृहदीप्तय: ।**
**स्त्रिय:श्रियश्च गेहेषु न विशेषोस्ति कश्चन ॥**

**સટિક અર્થ**—જગતની માતા થવાની યોગ્યતાને લીધે સ્ત્રી તે અર્થે છે. મહાભાગ્યવાલી, સત્કાર પાત્રા, અને ગૃહ-તેજોમયી છે. ઘરવિશે એને શ્રીવિષ્ણુપત્ની લક્ષ્મીજી સરખી સમજવી; લક્ષ્મીજી અને એમાં, કોઇ પણ એક બીજાથી અધિક નહીં.

સ્ત્રીને અર્ધાંગના ગણી આર્યવંશજ તેણીને વિશે વળી આવી કામના રાખે છે.

શ્રીની નીતિપરાયણતા અને સહજ સ્વભાવનાં પૂર્વ સુમંગલ દર્શનો અનુભવીને આ મરણોત્તર–વિધાન રચી, આપનેજ અર્પણ કર્યું.

ભવદીય સ્નેહાર્દ્ર
પુત્ર
**પાનાચંદ.**

---

**पत्नीम् मनोरमां देहि मनोवृत्तानुसारिणीं ।**
**तारिणीं दुर्गसंसार सागरस्य कुलोद्भवाम् ॥**

**સટિક અર્થ**–સ્ત્રી મનને પ્રસન્ન કરનારી, પતિવૃત્તિને ઓલખીને ચાલનારી અને ઉંચા કુલમાં જન્મેલી એવી આ દુસ્તર સંસાર સાગરમાં તારણ દેનારી હોજો.

યુરોપિયનોનાં દુર્ગ પરાક્રમ અને વીરાગ્રહાદિક સદ્ગુણો ગ્રહણ કરવાનું કઠિન પડી જવાથી તેનો ઉપેક્ષા કરીને તેમનાં દુર્ગુણનું અનુકરણ કરનારાઓ ! ઉલટાસુલટીનું આ કેવું રમ્ય ઉદાહરણ છે ? ધર્મદષ્ટિથી કહો: કયા લોક લોકની નીતિ વિશેષ ગ્રાહ્ય થવી જોઇએ ? ઉંડાં ઉતરી નિહાલો: કોનો ગૃહસંસાર અધિક સુખપ્રદ છે.



ॐ

अथ

# पितृ–मरणोत्तर–विधान–

## प्रारंभः

## मंगलाचरण–श्लोक.

सकल मिदमहं च वासुदेवः ।
परम पुमान् परमेश्वरश्च एकः ॥
इति मति रचला भवत्य नंते ।
हृदयगते व्रजवान् विहाय दूरात् ॥

**અર્થ**—આ સઘળું (જગત) અને હું વાસુદેવ છઈએ. મોટા પુરૂષ રૂપ, પરમેશ્વર રૂપ, એકજ છઈએ. યમરાજ પોતાના કિંકરને આજ્ઞા આપે છે કે અનંત એવા હૃદયસ્થ ઈશ્વર વિશે જેની એ પ્રકારની અચલ મતિ થાય છે તેને

દૂરથી છોડીને જાજે. અર્થાત્ એવી મતિવાલો પુરૂષ કદાપિ મરતો નથી. અમર છે.

ૐ

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

અહો ! એક વાર પરિશુધ્ધ આચાર વિચારની મહોન્નત શિખરે ચઢેલા આર્યજનોનો વંશ આજે સર્વ વાતે કેવા નિઃશેષ પતનને પામ્યો છે. અહો ! જેમની નીતિ રીતિ અને કૃતિ પૂર્વે અન્ય દેશીઓને સાંગોપાંગ અનુકરણીય તેવા આર્યોના તનુજો આજે કેવા હિંદુ નામે ઓલખાય છે. અને તેમનો સકલ આચાર વિચાર પ્રાયશઃ કેવી સંકરતાને પ્રાપ્ત થયો છે ! જેનું અંતરંગ આલોચન તથા વર્ણન અતિ સુપ્રસન્ન મનને પણ ક્ષણ વારમાં વિખિન્ન કરી મુકે છે. પરંતુ સાંપ્રત વિષય "મરણ પશ્ચાત્ મરનારના પુત્રોએ તેના સંબંધમાં વાસ્તવિક રિતે કેવું વર્તન રાખવું ઘટે અને હાલમાં વર્તે છે કેમ" એ હોવાથી તત્પરાયણ આલોચન અને કથન માત્ર અંહીં ઉદ્દિષ્ટ છે.

જુઓ આપણે સર્વ કોઇ કુટુમ્બસ્નેહ શૃંખલાએ એવા સદૃઢ બાંધેલા છઇએ કે માતપિતા, બંધુવર્ગ અને સ્ત્રી સંતતિ ઇત્યાદિના મૃત્યુરૂપ વિયોગે કરી અતિશય દુઃખ તથા શોકને પામીએ છઇએ; અને આપણો કુંઠિત જીવાત્મા બહુ અંશે આત્મિક રશ્મિહીન થાય છે. પરિહાર પામેલાની પેઠે આપણે દગ્ધ પટ જેવા અતિશય નિર્ભાર થઇએ છઇએ; અને

પ્રતિક્ષણે સર્વથા ઉત્સાહ—વૃત્તિવિહીન થઈ કરૂણાપાત્ર સ્થિતીને પ્રાપ્ત થઈએ છીએ. એ સમયમાં આપણે નિમ્નલિખિત ત્રણ પ્રયોજન સિદ્ધ કરવાનાં છે. પહેલું આપણા હૃદયસ્થ ઈશ્વર તત્ત્વનું અવલંબન કરી માનસિક સામતુલ્યસંપાદન તથા મોહવૃત્તિનાશ કરવાનું છે. બીજું મૃતપ્રાય થયેલા આપણા નગ્ન જીવાત્માને રશ્મિ—મહોદધિમાંનાં રશ્મિજલઆને કરી ક્રમશઃ સજીવન કરવાનું છે. અને ત્રીજું પણ સર્વથી વિશેષ એકે મૃત્યુ પામેલા આપણા પૂર્વજ અથવા કુટુમ્બીના જીવોદ્ધાર તથા સદ્ગતિ માટે સત્શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે મરણોત્તરક્રિયાવિધાયક સપિંડીકરણ, પાર્વણ અને પાથેય શ્રાદ્ધ, તથા હૃદયસ્થ ઈશ્વર—ચિંતનાદિક સત્ક્રિયા કરવાનું છે.

એ પ્રમાણે એ ઘણો ગભીર અવસર જેમાં મુખ્યત્વે કરી મૃતોદ્ધાર કરવાના ધર્મપ્રસંગની પરીવ્યાપ્તિ છે તેનું મહત્ત્વ સર્વ કોઇએ ઉપલક્ષિત કરવું જોઈએ. શાસ્ત્રની આજ્ઞા માનનારા કિંવા ઉચ્ચ—બુદ્ધિપ્રેરણા પ્રમાણે વર્તનારા સુજનોએ આ અવસરની અવજ્ઞા કરવાથી ભયમાન થવું ઉચિત છે. પરંતુ આજના હિંદુ નામ ધારણ કીધેલા આપણે ઉપર ઉપરના ડોલને સ્વીકારનારા થયા છઈએ. સ્વધર્મ—સિદ્ધાંતોએ આપણે વાયુપરાયણ મુકી કીધાં છે. જુઓ મહર્ષિ મનુભગવાન પ્રણીત મરણોત્તર વિધાયક વચનો કેવાં છે અને આપણે કરીએ છઈએ શું તેની સરખાવણી કરીએ.

द्वौ दैवे पितृकार्ये ।
त्रीनेकैक मुभयत्रवा ॥
भोजयेत् सुसमृद्धो पि ।
न प्रसज्येताविस्तरे ॥
सत्क्रियां देशकालौच ।
शौचं ब्राह्मणसंपदः ॥
पंचैतान् विस्तरो हन्ति ।
तस्मान्नेहेत विस्तरम् ॥

इति मनुः

**સટીક અર્થ**—ઘણી સમૃદ્ધિવાલો હોય તેણે પણ દેવનિમિતે બે અને પિતૃકાર્યમાં ત્રણ બ્રાહ્મણ જમાડવા, અથવા ઉપર કહેલા બેઉ નિમિત્તમાં એકેક બ્રાહ્મણ જમાડવો. બ્રહ્મભોજનનો એ થકી અધિક વિસ્તાર કરવો નહી. કારણ કે મરનારની પછવાડેની સત્ક્રિયા, દેશકાલ, ચોખાઈ, અને સુપાત્ર બ્રાહ્મણોનું મલી આવવું, એ પાંચે વસ્તુનો બ્રહ્મભોજના વિસ્તારે કરી નાશ થાય છે. તેથી વિસ્તાર કરવો નહીં. અર્થાત્ કે જો અધિક બ્રાહ્મણ જમાડવાની ખટપટમાં પડે તો

શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે મર્ણોત્તર ક્રિયા ન બની શકે, દેશ એટલે જોઈએ તેટલી શાસ્ત્રોક્ત સ્વચ્છ જગા ન મલી આવે, કાલ પણ તેટલો હોય નહીં; શાસ્ત્રોક્ત શૌચવિધિને મોટા આરંભમા કેમે કરી પહોંચાય નહીં અને શાસ્ત્રવિહીત સુપાત્ર બ્રાહ્મણોનાં પણ ટોલેટોલાં ન હોય.

( એમ મનુ કહે છે. )

પણ ભગવાન મનુઋષિના શ્રેયકારી ધર્મવચનોને આધારે રહેલું: આર્યવંશજ રાજા પ્રજાનું એતત્સંબંધીય હાલનું વર્તન તો મૂળ ઉદ્દેશ અને આદેશથી કેવલ વિપરિત જોવામાં આવે છે. શાસ્ત્રાજ્ઞા એવી છે કે મરનારની પછવાડે અગિયાર દિવસ પર્યંત જોઈએ તો એકેક બ્રાહ્મણને જમાડવો; બારમે દિવસે પાર્વણ શ્રાદ્ધ કહેવાય છે તેમા બે વા બહુ કરી પાંચ બ્રાહ્મણને, અને તેરમે દિવસે પાથેય શ્રાદ્ધ કહેવાય છે તે દિવસે પણ એક બ્રાહ્મણને જમાડવો.

આ સંખ્યા કરતાં કંઈક અધિક બ્રાહ્મણોને જમાડવાનો લેખ પણ શાસ્ત્રમાં મલી આવે છે. પણ સંપૂર્ણ શાસ્ત્રનો તાત્પર્ય થોડામા છે. વિસ્તારમાં નથી. શાસ્ત્રો તો બ્રહ્મભોજનના ઉપરના આકારના બહિરંગ ખોખાં કરતાં તેમાં રહેલા આત્મારૂપ અર્થનેજ જોય છે. જુઓ.

दूरादेव परीक्षेत ब्राह्मणम् [१]वेदपारगम् ।
तीर्थं तद्धव्य कव्यानाम् प्रदाने सोऽतिथिः स्मृतः॥

एकैकमपि विद्वांसं दैवे पित्र्येच भोजयेत् ।
पुष्कलं फलमाप्नोति नामंत्रज्ञान्बहूनपि ॥

---

१ वेद तारक दिव्य तथा ज्ञानने। अद्वितीय भंडार छे. मंत्र तथा ब्राह्मण जेमां उपनिषदो आवेलां छे ते उभय मलीने वेद कहेवाय छे. दूधमां जेम माखण गूढ रहेलुं छे तेम वेदमां रहेला गूढ सार ने वेदान्त कहे छे. वस्तुतः वेद आ पुराणतम जगतनी आदिमां सर्वथी पूर्व छे. वेदने। पवित्र महिमा आर्यजने। पहेलेथीज समजता आव्या छे. प्रमादथी ज्यारे ज्यारे तेओ। ए सर्वपावन वेदने भुले छे त्यारे ते भुलना तारतम्ये करी महा दुःखप्रद पतनने पामे छे, अथवा पररराज्य वश थाय छे. केमके वेदानुसरण तेमने राजक्रियादि सर्व कल्याणनुं आपनारूं छे. परंतु खेदास्पद छे के हमणा लांबो समय थया आर्योनी वेदपरायणता बहु विलुप्त थई गई छे! वेद साहाय्य एटले वेद—प्रेरित कुशल योजना विना जेओ प्राकृत रीतिए थोडा वर्ष उपर भारतवर्षीय सामाजिक सुधारो करवा नीकल्या हता तेओ जय पाम्या नहीं. अने नथी कोई पामवाना!

सहस्रैहि सहस्राणामनृचां यत्र भुंजते ।
एकस्तान् मंत्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानिच हवींषिच्च ।
नहि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुध्यतः ॥

---

હમણા વિસ્મૃત થયેલા વેદ અને વેદોક્ત ધર્મનું નામસ્મરણ શ્રીમદ્ વિષ્ણુ બ્રહ્મચારી બાવાએ કરાવ્યું હતું. તદનન્તર વેદ નામસ્મરણ શ્રીમદ્ દયાનંદ સરસ્વતી સ્વામીએ કરાવ્યું. જે ઉભયના અકાલ મરણથી પોતાનીજ ઉપમાવાલી ભદ્ર ગાયો શોક—રૂદન કરી રહી છે અને દે**શાભિમાન** પાતાલે વર્તે છે તે નરો વધારે જીવ્યા હોત તો વિશેષ મહત્વના કાર્યો કર્યાવિના રહેત નહીં. હમણા હમણા પાશ્ચાત્ય સુરિજનો પણ વેદ વેદાન્તનાં રહસ્યો સમજવા લાગ્યા છે. એમની ગુરૂતા પાશ્ચાત્ય વિદુષી બાઈ H. P. Blavatsky એચ. પી. બ્લૅવૅટસ્કીને અંગે હતી. જેણીએ બહુએક મહાશયોને પ્રાચિન વિદ્યા પરત્વે ઠીકજ પરિચિત કીધા છે. વલી દાયભાગમાં તેણી Annie Besant નામની બીજી સમર્થ વિદુષીને મુકી જાય છે. જે તેણીનીજ અનુવૃત્તિ કર્યા કરે છે. ભલા તરૂણને પાછલ નાખે એવો Col. Olcott કરનલ ઑલકૉટ પણ હજી જીવંતજ છે!

यत्नेन भोजयेच्छ्राध्धे बह्वृचं वेदपारगम् ।
शाखांतग मथाध्वर्युं छंदोगंतु समाप्तिकम् ॥

एषामन्यतमो यस्य भुंजीत श्राद्ध मर्चितः ।
पितॄणाम् तस्यतृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी।

इति मनुः

**સટીક અર્થ**—બ્રાહ્મણના બાપ દાદા એટલે તેનું દૂર દૂર કુલ, શીલ, વિદ્યા ઉજ્વલ જણાય અને પોતે વેદ પારંગત હોય તો એને તીર્થરૂપ માનીને હવ્ય—કવ્યના દાનવિશે અપૂર્વ સમજવો. અર્થાત્ દેવશ્રાદ્ધ અને પિતૃશ્રાદ્ધમાં તે મહાશયનું નિયોજન કરવું.

દેવશ્રાદ્ધમાં એક અને પિતૃશ્રાદ્ધમાં એક એ પ્રમાણે વેદ-પારંગત થયેલા વિદ્વાન બ્રાહ્મણને જમાડ્યાથી પુષ્કલ ફલ

---

અમને આ ભવિષ્ય લાગે છે કે કોઈ પૌરસ્ત્ય મહાત્માજ પાશ્ચાત્ય અધિકારીઓને મહાદિક્ષા આપશે. પોતાના જ્ઞાન—તેજે કરી સૂર્યપુષ્પની પ્રક્રિયાએ તેમને વેદધર્મ પરત્વે તરતમાં સુવૃત્ત કરશે. પછી આ દેશની પાશ્ચાત્ય—વિદ્યા—મોહિની નવી પ્રજા પોતાની મેલેજ દ્રાવીડ પ્રાણાયામ કરી સ્વ-ગૃહે વલશે.

થાય છે. અમંત્રજ્ઞ એટલે વેદના મંત્ર નહીં જાણનારા બહુ બ્રાહ્મણોને જમાડયાથી પણ કંઈ ફલ થતું નથી.

દશલાખ અમંત્રજ્ઞ બ્રાહ્મણોને જમાડયાથી પણ જે ફલ થતું નથી તે એક વેદવિદ્ એટલે વિદ્વાન બ્રાહ્મણને જમાડયાથી થાય છે. માટે દશલાખ કરતાં એવા એક મહાશયની યોગ્યતા વધે છે.

જે બ્રાહ્મણ જ્ઞાનસંપન્ન મહાત્મા હોય તેને હવ્ય એટલે દેવનિમિત્તનું અને કવ્ય એટલે પિતૃનિમિત્તનું અન્ન દેવું. બીજા બોલોમાં દેવશ્રાદ્ધ અને પિતૃશ્રાદ્ધમાં એ મહાશયને નિયુક્ત કરવા. કેમકે લોહીથી ખરડાયલા હાથ લોહીએજ કરીને નહીં પણ વિમલ જલે કરીને શુદ્ધ થાય છે. તેમજ પ્રેતની તૃપ્તિ, શુદ્ધિ અને ઉદ્ધાર પણ વેદવિદ્નાં ભોજન અને ઉપદેશો કરીને થશે. અશિક્ષિત બ્રાહ્મણના ભોજનથી પ્રેતની તૃપ્તિ થવાનો અસંભવ છે. ઉપદેશ તો બિચારો એ કરીજ કેમ શકે ? સારાંશ કે અતીંદ્રિય પ્રેત અને આપણ વચ્ચેનું માધ્યસ્થ્ય મંત્રજ્ઞ વિદ્વાનને અંગે છે. અભણને અંગે નથી.

ચોંપ રાખીને ઋગ્વેદ જાણનારને શ્રાદ્ધ ભોજન કરાવવું. ઋગ્વેદની એક શાખા પૂર્ણ કીધી હોય તેને, યજુર્વેદ પૂર્ણ કીધો હોય તેને, તથા સામવેદ સંપૂર્ણ કીધો હોય તેને પણ શ્રાદ્ધભોજન કરાવવું.

એ ચારમાંનો એક મહાશય પણ જેને ઘેર શ્રાદ્ધમાં જ-મે છે તેના પિતૃની સાત પહેડી પર્યંત પ્રતિસમય અખંડ તૃપ્તિ થાય છે. (એમ મનુ કહે છે.)

प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदंतकः ।
प्रतिरोद्धा गुरोश्चैवत्यक्ताग्निर्वार्धुषिस्तथा ॥

पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा ।
पापरोग्य भिशस्तश्च दांभिकोरसविक्रयी ॥

भ्रामरी गण्डमालीच श्चिव्यथो पिशुनस्तथा ।
उन्मत्तोऽधश्चवर्ज्या स्युर्वेदनिंदक एव च ॥

यथेरिणे बीज मुप्त्वा न वप्ता लभते फलम् ।
तथाऽनृचे हविर्दत्वा न दाता लभते फलम् ॥

यावतो ग्रसते ग्रासान् हव्यकव्ये ष्वमंत्रवित् ।
तावतो ग्रसते प्रेत्य दीप्तशूलार्ष्टयो गुडान् ॥

इति मनुः

સટીક અર્થ-જે રાજા કિંવા પ્રજાની ખેપ કરતો હોય,

ખરાબ નખવાલો કે કાલા દાંતવાલો હોય, ગુરૂની સામે થતો હોય, અગ્નિહોત્રી ન હોય, અને વ્યાજ લેતો હોય.

બાપસાથે વિવાદ કરતો હોય, જુગારી અને મદ્યનું સેવન કરતો હોય, પાપરોગી એટલે રક્તપિતિઓ હોય, લાંછિત, કપટાચરણી; ને રાંધેલું અન્ન વેચનારો હોય; ભ્રામરી એટલે અપસ્માર વાયુના રોગવાલો, કંઠમાલાવાલો, ધોલા કોડવાલો, ચાડીઓ, ઉન્મત્ત અને આંધલો અથવા વેદની નિંદા કરનારો હોય; એ સર્વેને શ્રાદ્ધમાં જમાડવા નહીં. કેમકે એવા અને અભણ અમંત્રજ્ઞને જમાડવાથી દાતાને કશું ફલ થતું નથી. પણ તે મહાપાપ ભાગી થાય છે. જેમ ખારી ભૂમિમાં બીજ વાવનારને કંઈ ફલ થતું નથી, પણ આખું વર્ષ ભૂખે મરવું પડે છે!

હવ્ય અને કવ્યમાં અભણ બ્રાહ્મણ જેટલા કોલીઆ ભરે છે, મરવા પછી દાતાને પણ તેટલાજ, બલતી શૂલ, રિષ્ટી અને લોહપિંડના ધગતા કોલીઆ ભરવા પડશે.

(એમ મનુ કહે છે.)

न श्राद्धे भोजयेन्मित्रं धनैःकार्योऽस्यसंग्रहः ।
नारिं न मित्रं यं विद्यात्तं श्राद्धे भोजयेद् द्विजम् ॥

यःसंगतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ।
सस्वर्गाच्च्यवतेलोकाच्छ्राद्धमित्रो द्विजाधमः ॥

इति मनुः

**સટીક અર્થ**—શ્રાદ્ધમાં મિત્રને જમાડવો નહીં; ધનાદિક બીજા ઉપાયોએ તેમની મૈત્રી સંપાદન કરવી. શ્રાદ્ધમાં તો બ્રાહ્મણનેજ જે નહીં વેરી કે નહીં મિત્ર હોય તેને જમાડવો.

શાસ્ત્રના અજ્ઞાનેકરી જે શ્રાદ્ધભોજન કરાવી મૈત્રી સંપાદન કરે છે તે અધમ પુરૂષ સ્વર્ગથી હેઠે પડનારો થશે.

( એમ મનુ કહે છે. )

चांद्रायणम् नवश्राद्धे प्राजापत्यं तु मिश्रके ।
अेकाहस्तु पुराणेषु प्राजापत्यं विधीयते ॥

इति हारितः

**સટીક અર્થ**—મરનારની પછવાડે ૧૧ દિવસ લગણના શ્રાદ્ધ જમનાર બ્રાહ્મણે પ્રાયશ્ચિત માટે એક માસની અવધિવાળું ચાંદ્રાયણ કરવું. પ્રથમ માસિક શ્રાદ્ધ જમનાર બ્રાહ્મણે બાર દિવસના કષ્ટવાળું પ્રાજાપત્ય કરવું. એટલે ત્રણ અપવાસ કરવા, ત્રણ દિવસ પર્યંત સાયંકાલેજ જમવું, ત્રણ દિવસ પ્રાતઃકાલે જમવું, અને ત્રણ દિવસ ઘરમાં હોય તો

રાંધી જમવું, પણ તે સારૂ ભિક્ષા માગવી નહીં. માસ પછીના શ્રાદ્ધભોજન કરનારે ઉપર કહેલા વિધિવાળું પણ મધ્યમ એટલે ચાર દિવસનાજ કષ્ટવાળું પ્રાજાપત્ય કરવું. એમ શ્રાદ્ધમાં નિયુક્ત થઈ વલી પ્રાયશ્ચિત કરવાની શાસ્ત્રની દ્વિવિધ આજ્ઞા મહાશય વિના બીજો કોણ પાલશે ?

( એમ હારિત કહે છે. )

द्वादशाहादौ पराकः ॥

**અર્થ**—પહેલેથી માંડી બાર દિવસ પર્યંતના જે શ્રાદ્ધ છે તેમાંનું એક પણ શ્રાદ્ધ જમનાર બ્રાહ્મણે દશ અપવાસ કરવા. એવું એ બીજું પણ વચન છે.

એ પ્રમાણે વેદવિદ્ એટલે બ્રહ્મવેત્તા એવા સુપાત્ર વિરલા બ્રાહ્મણને ભોજન કરાવવાને બદલે રાજા પ્રજા પોતાની ભ્રાન્ત ઈચ્છા પ્રમાણે સો બસો કે હજાર બ્રાહ્મણોને—પછી તે બ્રહ્મવેત્તા હો કે ભ્રમવેત્તા હો તેની ચિંતા કરયા વગર—જમાડી દેછે. એટલુંજ નહીં પણ વિસ્તારનો નિષેધ કરનારાં અને મરણોત્તર વિધાનનો ગુહ્યાર્થ મર્મ સમજનારાં એવાં શાસ્ત્રોની અવજ્ઞા કરીને તેઓ સંખ્યાબંધ નાતિલાઓ ઈત્યાદીને જમાડવાનું એક બીજું અશાસ્ત્ર લચાંડ ઉભું કરી બેઠા છે. અને આ મૃત્યુપ્રસંગ છતાં એને આનંદોત્સવનું રૂપ આપી નાતિલાને મિ-

ષ્ટાન્ન જમાડે છે ! ! જ્યારે શાસ્ત્રોતો મરનારની પછવાડે જમનાર બ્રાહ્મણને પણ પાછું પ્રાયશ્ચિત કરવાનું કહે છે.

રે ! મૃત્યુ પામેલા પ્રિયજનની ઉપર મિષ્ટાન્ન જમવા જમાડવાનો આ રાક્ષસી સંપ્રદાય, આ શાસ્ત્ર વિરૂદ્ધ સુવૃત્તિનાશક ભ્રષ્ટ પ્રથા, અને આ લક્ષ્મીઘાતક બિભત્સ વ્યવહાર, શાથી જન્મ પામ્યો ? શું હિંદુઓમાં ઉચ્ચ વૃત્તિ નીતિનો નાશ થયો છે તેનું કારણ મૃત્યુ પામેલાની પછવાડે લોકો મિષ્ટાન્ન જમે છે તે નથી ? શું ધર્મ વિરૂદ્ધ એવા પાતક ભોજનથી તેઓ પવિત્રતાની ઇચ્છા રાખી શકે ? કે યોગપ્રાપ્તિ માટે તેમની લેશ પણ યોગ્યતા રહે ? શું કન્યાવિક્રય એટલે ધન લઈને બાર વર્ષની બાલાઓને પચાશ કે સાઠ વર્ષના વરને આપી દેવાની નિષ્ઠુર અને નિર્દય વૃત્તિ તેઓમાં આ પાપાન્ન જમવાથી નથી આવી ? શિવ ! શિવ ! એવી અનેક વૃત્તિઓ જે તેઓમાં વ્યાપી રહી છે તે કેવલ ઉપર કહેલા દૌરાત્મ્ય પરાયણ, મરણોત્તર પાપ–ભોજનને કરીનેજ છે.

તથાપિ આર્યવંશજ હિંદુઓમાં તો શું મહારાજા કે રાજા, મહા ધનવાન કે મહા ગરીબ, મહા વિદ્વાન કે મહા અજ્ઞ, સર્વ એકવત્ આ કપોલ–કલ્પિત રૂઢિનું વેદાજ્ઞા પેઠે પાલન કરે છે. અને બીજાં સુકૃત્યો જેનું વેદાજ્ઞાવત્ પરિપાલન કરવું યોગ્ય, તેનું વિસરજન કરી બેઠા છે ! તેઓ આ પ્રકારનું પાતકાન્ન જમવે જમાડવે હૃદયશૂન્ય થઈ વર્તે છે. અને

ક્વચિત્ એવી હૃદયશૂન્યતા નથી હોતી તો ખોટી નિંદાના ભયથી ભીરૂતા દાખવીને વર્તન તો તેઓ એવુંજ કરે છે! ભીરૂઓને એ પરિણામે પહોંચાડવું સુલભ છે. અને તેમની સામે નિચ નિંદારૂપી શતઘ્નીનો બહાર કીધો હોય તો **કાચરમાના** શીઘ્ર વશ થાય છે એવું જાણી હિંદુઓમાં નિંદકવૃંદ પણ ઘેટાઓના સમૂહની પેઠે ફાલીને વૃદ્ધિ પામ્યો છે. પણ અહો! એના સંબંધમાં આ એક કુતૂહલ છે કે ઘેટા સ્વભાવી એ નિંદકવૃંદ ભીરૂઓની નાકમાં નાથ ઘાલીને તેમને સિંહબલે દોરી જાય છે! ટુંકામાં એ હિંદુજમાત—શિવ શિવ આર્યવંશી જનસમાજમાં નાતવરાનો અમાનુષી ચાલ એટલો તો સદૃઢ પ્રવિષ્ટ થયેલો છે કે એ શાસ્ત્રવિરૂદ્ધ ક્ષુદ્ર વૃત્તિની પરિસીમા!!

એથી આર્યવંશજોના મૃત્યુ પામેલાં પ્રિયજનોની મરણોત્તર સત્ક્રિયાનો અવસર ધુલધાણી મલે છે. અને તેમનાં પ્રેત દુર્ગતિને પામે છે! અર્થાત્ શ્રાદ્ધાદિક તારક ક્રિયા કરવાનો જે અવસર તે આર્યવંશજો કુત્સિત મિષ્ટાન્ન જમવા જમાડવાની ઉપાધિમાં તથા રડવા કુટવાના નિર્લજ્જ પરિશ્રમમાં અસ્ત વ્યસ્ત કરી દેછે. જેથી પોતે પાપભાજન થઈ બીજાઓને પાપાત્મા બનાવે છે! અહો! મરણોત્તર ક્રિયાના તેર દહાડામાં આનન્દમદ એવા **હૃદયસ્થ** ઈશ્વરનો સાક્ષાત્કાર કર-

વાને તેમને કઈ ઘડી હાથ આવતી હશે !* કોઈ દુરાગ્રહી જન કહેશે કે તમે ગમે તેટલું પારાયણ કરો કે સદ્વિદ્યાવિશારદોના શબ્દને પ્રાધાન્ય આપવા જોઈએ તેવો ભગીરથ પ્રયત્ન કરો. પણ અમે તો કરતા આવ્યા છઈએ તેમજ કરીશું. એવાઓને આ ઉત્તર છે કે આમ બોલવામાં કાંઈ વીરતા નહીં અને બોધકની હાનિ નથી. સદ્બુદ્ધિનો પ્રેરચો બોધક તો એવી કુત્સિત રીતિના દૂષણથી સ્વયં મુક્તજ રહેશે. પરંતુ સત્કથન સામે બધિર થયેલાઓનું—અને તેમને લીધે ફેલાયલી ખરાબ અસરથી—સામાજિક અકલ્યાણ છે.

સદ્વિદ્યા વિશારદ મહાશયોની વાણી સામે જે કાન બંધ કરશે તે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વસ્તુની હાનિ કરી લેશે.

શ્રીમન્મહારાજા અને રાજાઓ, ધર્મગુરૂઓ, અને શેઠીઆઓ

---

* એક ગોત્રનાં હોય તે સપિંડ કહેવાય છે. સપિંડના મરણ પછી બ્રાહ્મણે ૧૦—, ક્ષત્રિયે ૧૨—, અને વૈશ્યે ૧૫—દિવસ પર્યંત તથા શૂદ્રે એક માસ પર્યંત શૌચવિધિએ સૂતક પાલવું. એ દિવસોમાં એમણે— લોકોનો કે લોકોએ એમનો—સ્પર્શ કરવો નહીં. પરંતુ એકાંત રહી **પ્રેતના ઉદ્ધાર અર્થે** હૃદયસ્થ ઈશ્વરનું સ્મરણ કીર્તન કરવું. સૂતકમાં સ્પર્શ કરવાથી સૂતકી અને લોકો બન્ને અભડાય છે.

પણ ઉપર દર્શાવેલા શ્લોકબદ્ધ વચનો જે ઋષિપુંગવ એવા,

## ત્રિભંગી છંદ.

વર મનુઋષિ ગાયે, વેદ સહાયે, શુદ્ધ સ્પૃહાએ, શુભકરતા;
એ શિક્ષા સારી, અતિ ઉપકારી, પ્રેત ઉધારી, પીડ હરતા;
જે અમરા તારી, દે ગતિ પ્યારી, ઉચ્ચવૃત્તિધારી ગુણ ધરતા;
ભારતસુખકારી, અવનતિ ટાલી, હેય નિવારી, હિતકરતા;
મરનાર પછાડી, જમવું જમાડી, ભરીને વાડી, ઘાતક છે;
વલી નાત બેસાડી, લાડુ જમાડી, ધર્મવિસારી, પાતક છે;
પણ બ્રાહ્મણ ગરવા, ધર્મ્માચરવા, મંત્રો ભણવા, જ્ઞાની પુરા;
તેને નોતરવા, પ્રેત ઉધરવા, નહીં વિસ્તરવા ધીરધરા.

તેને ઉપેક્ષીને,

પોતાના અધિકાર પ્રમાણે એવી કુત્સિત રીતિઓનો અટકાવ ન કરતાં અંધ પરંપરા ચલાવ્યા જશે અને પોતે કુપંથાનુવર્તી રહી પોતાના ઉદાહરણથી મૂક અનુમોદન આપ્યા જશે તો આર્ય-વંશજોને પાપસાગરમાં ડુબાવવાનું મહા પાતક તેમની ઉપર પડશે. કેમકે માનસરોવર જેવા મોટા જલાશયની કુંચી તેમને અને વિદ્વન્મહાત્માઓને હાથ હોય છે. તે જો ઊંધી ફરે તો જલ-પ્રલય થઈને દુનિયા ડુબાડુબ થાય!

અહો! **નરેશ** મનાતા અને **દેવ** સંબોધાતા **શ્રીમદ્રાજા મહારાજાઓ** પૃથુરાજાનું અનુકરણ કેમ નથી કરતા!

અને ભોજરાજાને કેમ ભુલી જાય છે ! તેમના પ્રબલ સામર્થ્ય પાસે શું અશક્ય છે ?

અહો ! ધર્મગુરૂઓ સંસાર પરાયણ રહી આચાર વિચાર-પરત્વે શિષ્યોદ્ધારરૂપી ધર્મને કેમ વિસરે છે ? જો એમની કર્ત્તવ્ય ભાવના પ્રમાદગ્રસ્ત ન હોય તો પછી લબ્ધજ્યોતિ પાસે તમ ટકીજ કેમ શકે ? ગુરૂની પૂર્વે ધર્મશબ્દ નિયોજનાએ પણ જેઓની ફરજો આ સંબંધે બીજા સર્વ કરતાં મોટીજ ઠરે છે તેઓ પ્રત્યે અમારી ઉક્તિ છે કેઃ—

## વ્યભિચાર ખંડન નાટક માહેલા,

"આજ ઉદય ઉજલો યશ તેહ" એ રાગે.

ધર્મગુરૂ ગમ ઝાકઝમાલ, ભક્તજીંન્હાએ ભજાઓ યશાળ,
પુજન સેવન રસિક રસાલ, પામીને પુષ્ટિ થયા ધનપાલ;
રે કાલ હવેછે, હો ! આર્યવંશજ—હિતકારીઓ હવે જાગોરે જાગો !

ખોલીને જો તૃતીય લોચન, સદ્દવર્તનથી બોધો ન જન;
કુપથે જો મૂક અનુમોદન, તો તે છે શિષ્યનું શોક—રૂદન !
રે ! કાલ૦ હો૦

આર્ય-વ્હાણ કોઈ વણ રે સુખાણ, ખારે સમુદ્રે ચઢ્યુંછે તોફાન !
ઝુલે જઈ ત્યાં બની બેભાન, આપ રહો કેમ જાણુ અજાણ;
રે ! કાલ૦ હો૦

વેદ ને વૈદિક રીતિ પશાળ, દેશદેશી મહોદયે કરૂણાળ;
વિશુધ વિકાશે પ્રચારીને હાલ, પામીને પરિમલ થાઓ વિશાળ;
રે! કાલ૦ હો૦

રે! શેઠીઆઓ પોતાના અધિકારનું મહત્ત્વ સમજીને આર્યવંશજોની સામાજિક ઉન્નતિ કરવામાં કેમ વિલંબ કરે છે? અને પોતાના સંબંધમાં પણ સશાસ્ત્ર વર્તન કેમ નથી રાખતા? જુઓ महाजनो येन गतः सपंथः એવી લોકનીતિએ ચાલનારા તો આ કુપ્રથામાં પણ મોટાઓનું અનુકરણ કરી શક્તિ ઉપાંત ઘર ઘરેણા ગીરવી મુકી કે કરજ કરીને નાતવરા કરે છે. રાજા જમાડે દશહજારોને તો શેઠીઆ હજારોને જમાડે, એટલે લોકસમૂહ સેંકડોને પણ જમાડે ખરા. કેમકે તેમ કરયા વગર તેઓ જાણે વ્યવહારમાંથી નીકલી ગયા હોય એવો મિથ્યા ભાસ જોય છે. અને મોટા પોતાની માયાશક્તિથી એ મિથ્યા ભાસને પુષ્ટિ આપે છે. રે! એ કુત્સિત પ્રથાથી આર્યવંશજોને બહુ શોષવું પડ્યું છે. એ પ્રથાના અવલંબને કરી એઓમાં ભાગતઃ નૈર્ધન્ય દર્શન જોવામાં આવે છે. જેટલાં વર્ષો થયાં એ પ્રથા તેમનામાં પ્રવિષ્ટ થઈ જે મહાધનનો મિથ્યા વ્યય થયો છે તેની ગણત્રી કહાડીએ તો ક્રોડો રૂપીયાનો સર્વાળો

આવે છે.* એનો સંચય થયો હોય તો આર્યવંશજોમાં ઉચ્ચ ઔદાર્ય—વૃત્તિના એટલાં બધાં ખાતાં ઉઘડી શકે કે સામાન્ય કેળવણી વગર પણ ગરીબો અવિદ્ય રહે છે તે દેશાત્માઘાતક દર્શન, નિરાશ્રિત વિધવાઓ કુપંથે પડે છે તે નિર્લજ્જ દર્શન, ગૌબ્રાહ્મણ દયાપાત્ર દિશાને પહોંચ્યા છે તે દીન દર્શન, અને ગરીબ આબાલવૃદ્ધ સર્વત્ર અનેક રોગોએ પીડાય છે તે અકલ્યાણક દર્શન, ઈત્યાદિ સર્વ દુર્દર્શનો યમપુરીમાંજ વાસ કરતે. અને તદ્વિરૂદ્ધ સુદર્શન ઉપસ્થિત થઈ વળી સદ્વિદ્યા સમુદ-

---

* એ નાતવરા કરવાનો ચાલ વેદધર્મીઓના શાસ્ત્રની પેઠે જૈનધર્મીઓનાં અને તેજ શાખાંતરગત શ્રાવકોનાં શાસ્ત્રથી પણ કેવળ વિરૂદ્ધ છે. તથાપિ તેઓમાં વેદધર્મીઓનું ઉચ્છિષ્ટ ગ્રહણ કરવાની પ્રથા પડી ગઈ છે. વેદધર્મીઓની સારી નરસી બન્ને રીતિનું તેઓ અનુકરણ કરે છે. ઉદાહરણ કે તેઓ શ્રાદ્ધાદિક કરે છે અને વર્ણ—ભેદ પાળે છે. પણ એ કંઈ તેમના શાસ્ત્રમાં નથી. તેમજ મરનારની પછવાડે નાતવરા જમાડવાનો વેદધર્મીઓમાં અશાસ્ત્ર પ્રચાર છે તેની પણ તેઓ ખોટી નકલ કરે છે. જૈન શાસ્ત્રમાં તો મરનારની પછવાડે જમવાનો મોટો દોષ અને અધરણી તથા ઘરનું વાસ્તુ કરવામાં આવે છે તે નિમિત્તેપણ જમવાનો દોષ ગણ્યો છે. પણ જો તેમને પુછી-

યે ફરી ષડ્દર્શનોનું દર્શનજ પરિવ્યાપ્તિ પામતે ! એ પ્રથાનો સા-
ક્ષાત્ પ્રતિકાર ઉદ્દેશીને આટલું સૂચવ્યાપછી વળી એનો
તથા બાળલગ્નાદિ બીજા સર્વ મિથ્યાચારોનો સાક્ષાત્ રામબાણ
સરખોજ પ્રતિકાર એ દર્શાવીએ છીએ કે આર્યવંશી જન-
સમાજે સમસ્ત **ભારતવર્ષના** ચાર વિભાગમાં વ્યવહાર-
નૈતિકોની ચાર **કૉંગ્રેસ** સ્થાપવી.

પ્રત્યેક નાતજાતે સંપ કરીને પોતપોતાના પ્રતિનિધિઓને
એમાંની એક કૉંગ્રેસ એટલે પોતાના વિભાગને લગતી પ્ર-

---

એ કે તમારા શાસ્ત્રમાં ન છતાં તમે એવી કુત્સિતા રીતિને
કેમ વળગો છો ? તો દાઢરસના લોભી એ ખોટો ઉત્તર આપે
છે કે "શું કરીએ મરનાર તો મરી ગયો પણ લૌકિક કરવા
વિના ચાલે ? દેશાચાલ છે તે કરવો જોઈએ. જુની લોપવી નહીં
ને નવી કરવી નહીં." પણ અરે સ્વધર્મથી ઉલટા ચાલનારાઓ !
ધર્મતત્ત્વનાં ઉદ્દિષ્ટ અંતરંગ રહસ્ય સમજો ! જ્યાં લીલોત્રી
ખાવાની મના કરવામાં આવે ત્યાં ફલિતાર્થ શું છે તે સમજીને
વર્તો. પણ દાઢ રસના બહેકાવ્યા લીલોત્રીનું છેદન ભેદન કરી,
ચીરીને મીઠું ભરી, સુકવણી કરીને ખાઓમાં. તેમજ ધર્મનું
યાથાતથ્ય સમજી મરનારની પછવાડે નાતવરા કરવાનું
ખોટું લૌકિક, વેદધર્મ તથા જૈનધર્મ બેઉની એ વિરૂદ્ધ છે
તેનો ધિક્કાર કરી ધર્મ્માચરણ કરો. અસ્તુ. કિંબહુના.

હાસભાના સભ્યો કરવા. એ આર્યોપકારિણી મહાસભા- ઓના સભ્યોનું કામજ એકે આર્યવંશીઓના વ્યવહારોદ્ધાર માટે સાર મથન કરવું, તથા શાસ્ત્રોના અવલોકને કરી આ- ર્યોના પરિશુદ્ધ આચાર વિચારના **પરિમલની ગંધ લેવી.** એમ કરીને જે નિષ્પન્ન થાય અને નિર્ણીત ઠરે તેનું સદૃઢ અનુકરણ પોતપોતાની નાતજાતમાં વેગપુરઃસર કરાવવું. નહીં તો મનનો અપકર્ષ થવે તૃણભોજી પશુઓના સરખું **દાસત્વ** વ- ધતુંજ જશે. નિકૃષ્ટ થયેલો તેમનો યુરોપ સાથેનો વ્યાપાર પણ ઘટતોજ જઈ પ્રલયને પામશે. અને ધનધાન્યપરત્વે સ્વાર્થ-ભૃતક[1]

---

૧ સ્વાર્થ—ભૃતક ઉપનામ એટલા સારૂ કેઃ—યુરોપિયનો હમણા ઘણા કાર્યોમાં કુશલ થયા છે. પરિચયથી તેઓ પામી ગયા છે કે વ્હેમ બંધનથી વિલાયત—કેમકે આર્યશાસ્ત્રતો સમુદ્ર પ્રવાસને જલમાર્ગે તીર્થ સ્થલે જવા જેવું ગણે છે, અને તેની મના કરતું નથી—આર્યદેશી જઈ શકશે નહીં. એ પ્રમાદથકી અને બીજા પણ મિથ્યાચારોએ કરી મનનો અપકર્ષ પામેલ એવાઓની ઉપર સરસાઈ ભોગવવી સરલ. એટલે યુરોપિયનોએ પોતાના પદાર્થવિજ્ઞાન—બલસહિત વ્યાપાર અંગે પરાક્રમ ખેલવા માંડ્યું છે. સ્ટીમર, તાર, ટેલિ- ફોન વગેરે જડ સિદ્ધિઓથી દેશ—કાલનો અંતર નહીંજે

એટલે ક્ષુદ્ર **મજુરોની** સ્થિતિમાં આવી જઈ પરિણામે મહા-

---

કર્યા છે. અને હજારો ગાઉ દૂર છતાં તેઓ જાણે આપણી બજારોમાંજ બેઠા હોય એવા દીર્ઘાક્ષ, મહાબાહુ થયા છે.

હવે સ્પર્દ્ધા—ચાતુર્યે સર્વ સત્તાપ્રદદાયિની જે ધનવિભૂતિ તેને આ દેશમાંથી નિઃશેષ ખેંચતા રહેવાના કામુક છે. એમાં અપાર લોભેકરી આર્યદેશીને ભૃતકની સ્થિતીમાં આણી દઈને પણ પોતાના **સ્વાર્થ** માટે તેમના અશ્વાદિ પશુવત્ જીવન વિશે કાલજીવાલા છે. કેમકે એનો લોપ થવે વિશાલ **રસ-ગંગારૂપ** આ ભૂમિની ખેતી કરવા ભૃતકસમૂહ તો જોઈ-એજ. ઉપભોગીને ભૃતકની અનિવાર્ય ગરજ છે માટે તે તેનો સ્વાર્થ—ભૃતક ગણાય છે.

રે ! દેશીબંધુઓ ! સાવધાન ! વિષમ બલીષ્ટની સાથે સ્પર્દ્ધા—રણમાં ગાજીવ ધનુષ્ય વિના કેમ ટકાય ? માટે પ્રમાદ તજો. મિથ્યાચારોના સંહારે કરી પોતે તથા સંતતિ સુચ-રિત દીર્ઘાક્ષ થાઓ. સ્વજાતિ—વાત્સલ્યથી ધમવૃત્ત થઈ વ્યાપાર, વ્યવહાર, સર્વના સાર્વજનિક બંધન બાંધો. **આર્ય !** પછી યુરોપિયન દીર્ઘાક્ષને ઠીક પોચશો.

પ્રજા ગણનામાંથી અંતર્ધ્યાન[1] થવાનો સમય દૂર નથી !

આર્યવંશજ પ્રિયદર્શન ! આ સંગીત સંક્ષિપ્ત સાંભળીયે,

## ગીતિ.

**રાષ્ટ્રીય** રચી સભાઓ, પ્રાંતપ્રાંતમાં એકેકને સ્થાપી,
**ગુણિયલ** સજવા સભ્યો, નાતનાતના પ્રતિનિધી આપી;
**સભ્યોનું** શુભ કારજ, શોધે વૈદિક સુશાસ્ત્રની શેરી,
પરિમલ પંથ વિમલનો, સુંધી સોંપે સ્વાનાતને પ્રેરી;
તૃણજીવી-પશુ પેરે, **દાસપણું** વધ્યું જશે, શું ગતિ મંદ !
વીર વિક્રાંત વિદેશી, **સ્વાર્થ-ભૃતક** કરી દ્રવે ન આક્રંદે !

હવે પરોક્ષ પ્રતિકાર માટે પ્રસંગપરત્વે આપણી હિતૈષિણી શ્રીમતી [2]**મહારાણીની** સરકારપ્રત્યે વિનંતી રૂપ બે શબ્દ ઉચ્ચારીએ છીએ કે મનુ, વસિષ્ઠ અને વ્યાસની જન્મભૂમિ આ **ભારતવર્ષ** ગોરૂપે તેમને પાલવે પડ્યું છે. વર્ત્તમાન આર્ય દેશાજનતાની ધરી તેમને હાથ છે. એકવાર સર્વ પ્રકારે મહા મહોન્નતિએ પહોંચેલું, સહસ્ર

---

૧ બાલલગ્નાદિ સર્વ મિથ્યાચારોનાં પરિણામ તનની નબલાઈ—મનનો અપકર્ષ, કાર્યાશક્તિ વગેરે. એનું ફલ **દાસત્વ** અને અંતિમ પરિણામ અંતર્ધ્યાન થવાનો સમય છે.

૨ બ્રિટિશરાજ્યેશ્વરી.

સૂર્યસમ વિજ્ઞાનતેજવાલું ભારતવર્ષ આજે પરમ અવનતિને પામ્યું છે. રે ! ત્રિવિધ તાપથી આ આર્યદેશાત્મા મૃતપ્રાય થઈ રહ્યો છે. એનો વિદ્વન્મંડલીઓનાં સૂચન પ્રમાણે આયુરવેદના દિવ્ય ઔષધપ્રચારથી પુનરૂદ્ધાર કરવામાં વિલંબ-વૃત્તિ કેમ છે? કોઈ પણ ઉપાયે વ્યક્તિ વ્યક્તિએ સારદાનું આવાહન કરાવ્યા વગર શ્રીમતી મહારાણીનો યશ સંપૂર્ણ નથી. જ્યાં લગણ આર્ય ભાષાઓ, આર્ય સાહિત્ય, અને આર્ય વિજ્ઞાનસત્ત્વનો સમુદય કરવાનું રાજ્ય–કર્ત્તવ્યતા ગણાશે નહીં ત્યાં લગણ મહારાણીશ્રી પોતાના ભારતવર્ષ પ્રત્યેના ધર્મ કર્મમાં સફલ થશે નહીં. દેશી ધનનો વ્યય દેશી લાભ માટે કરવામાં સંકોચ રાખવો યોગ્ય નહીં. **"પિતૃ-મરણોત્તર-વિધાન"** માં એ પ્રમાણે ભાર મુકીને વિજ્ઞપ્તિનો હેતુ એજ કે "विद्यैवगरियसि" અર્થાત્ કેલવણીજ એક મોટી ચીજછે. જો કેલવણી **પ્રશિયન** રાજ્યરીતિને અનુકરણે કિંવા બીજા દેશોની માફક આ દેશીઓને પણ સોએ પોણોસો ટકા જેટલીએ મલે તો તેઓ આર્યતા અને સ્વધર્મનાં રહસ્યો સમજે. પછી નાતવરા તો શું પણ બાલલગ્નાદિ બીજી અનેક કુરિતીઓનો ત્યાગ કરી સન્માર્ગાનુવર્તી થાય. હમણા પુરતી કેલવણી વગરજ તેઓમાંથી સ્વધર્મનું પઠન પાઠન છુટ્યુંછે.

તેથી રક્ષકો[1] ભુલથી *અશાસ્ત્ર ચાલેછે અને [2]ઉચ્છેદકોને તો શાસ્ત્રમાં આસ્થાજ નથી. જેથી તેઓ તો ભીરૂપણે કરીનેજ ગતાનુગતિક થાય છે. એ રક્ષક ઉચ્છેદક ઉભયની સ્વધર્મ-સિદ્ધાંતોએ કરીનેજ ઉન્નતિ થશે. પાશ્ચાત્ય વિચારો કે પર-ધર્મ–સિદ્ધાતો તેમને ભયાવહ છે. એમ હોઇને રાજ્ય-કર્ત્તવ્યતા આ છે કે એમનું એમનીજ રીતે સન્માનપૂર્વક શ્રેય થાય તેવી યોજનાઓ ઘડાવવી. પછી 'કન્સેન્ટ બિલ' જેવા કાયદા સ્થાપવાનું આવશ્યક રહેશે નહીં. વલી એ કેલવણી પણ આ પ્રાંતના પ્રતાપી ગવર્નર લૉર્ડ રે કહેતા હતા તેમ નીતિજ્ઞાન સાથે અપાવી જોઇએ. સામા-

---

1 Orthodox, conservative. 2 reformed, radical.

* આપણા લોકો હમણા વૈદિક રીતિઓની સર્વથા ઉપેક્ષાજ કરી બેઠા છે. એમાં વલી નીચલા ઉદાહરણ સંબંધે તો દ્વિરૂપી છે. જુઓ! તેઓ રોગીનો રોગ દુર કરવાના પ્રયત્નમાં અને તેની સારવાર કરવાની સંધિમાં ગરીબ થઇ વરતે છે. પણ તેજ રોગી જયારે મરી જાય છે ત્યારે તેની પછવાડે નાતવરો કરવા શૂરા લખેશરી બની જાય છે! પહેલા કામમાં જો માંડ માંડ ૧૦૦ ખરચે છે તો પાછલા કામમાં ૧૦૦૦ ખરચવાને પણ ડરતા નથી. શું ઉલટી ગંગા વિના એ બીજું કંઇ છે?

ન્ય કેલવણીના આરંભથીજ નીતિતત્વના અભ્યુદય માટે પ્રત્યેક વિદ્યાલય તેમજ મહાવિદ્યાલય સાથે ચાર નીતિજ્ઞ મહાશયોને નિયત કરવા. કેમકે હિંદુ, પારસી, મુસલમાન અને ક્રિશ્ચિયન એવી ચાર મહાપ્રજા આ દેશમાં વસે છે. અને પોત પોતાની શૈલીએજ નીતિજ્ઞાન લેવું તેમને અભીષ્ટ છે. અહો ! એ પ્રકારની વ્યવસ્થામા શી અગવડ છે ! કેલવણીના ઉપરીઓ વ્યર્થ વિવાદને વચમા લાવી એવી સદ્યોજનામાં વિલંબ કરતા આવે છે તે માત્ર તેમના નબલા મનની નિશાની છે.

જેમ મન સાથે તન, તેમ વિદ્યા સાથે નીતિ, અનન્ય સંબંધ રાખે છે. માટે એ વિદ્યાશાલા તેજ વ્યાયામશાલા, નીતિશાલા, બનાવવી જોઇએ.

કેલવણીના ઉપરીઓએ એ ઉત્તમ સિદ્ધાંતની અવજ્ઞા કરી તેથી નવી પ્રજાની તનમનકાંતિ કેવી હરાઇ ગઇ છે ! કાર્યવિશે અશક્ત એવા એ કબાટના કાચમાંથી દેખાવા જોગ તરૂણ રમકડાંઓ વલી નીતિ—તુમ્બી વગર પણ કેવા દુર્વૃત્ત, પ્રિયાચરણી અને કાયર નિવડયા છે. કેટલાએક સ્ત્રી, અને કન્યાદિ પ્રિય સંતતિપ્રત્યે પોતાનો ધર્મ ભુલીને કેવા પાતકી થયા છે. કેટલાએક માતપિતા, ગુરૂ અને વયોવૃદ્ધની મર્યાદા ઉલ્લંઘીને કેવા દુઃશીલ થયા છે. એમ થાય છે, અને થયાંજ કરશે તેમ કેલવણીના ઉપરીદ્વારા શ્રીમતી મહારાણીના સુયશની

કેટલી હાનિ છે! એ અધિકારીઓ જેટલી કાલજી તથા ઉદાર વૃત્તિ યુરોપ અને અમેરિકામા રાખે છે તેટલું સૌહાર્દ આ દેશમાં આવીને દાખવતા નથી. સ્પષ્ટજ છે કે પદાર્થ વિજ્ઞાન જેવું ઉપયોગી શાસ્ત્ર ત્યાં જ્યારે સામાન્ય કેલવણી સાથેજ સારીપેઠે શીખાવી દેવામાં આવે છે ત્યારે આ દેશના પોડશાવધાનીસમ વિદ્યાર્થીઓને સામાન્ય કેલવણી સાથે તેનું દિગ્દર્શનમાત્રજ કરાવે છે! એમને ઠપકો અપાવી સુશાસના માટે શું મહારાણીજીની ધર્મ્માજ્ઞા લેશ પણ વિલંબે સંભલાય તેમ છે? અથવા સ્વલ્પા સેવા—અને બહુ ધનહરણે—લુબ્ધ એવા અધિકારીઓથી હવે તો **હિતૈષિણી** આ દેશને મુકાવે તો ઠીક. કેમકે—

## મરાઠી સાખીની ચાલ.

મહારાણી જયની, મુદિત મૂર્તિ ન્યારી,
જંખી જેને રીઝે, હિંદ વારી વારી;
બની સન્નારી એ, સદય હૃદય સારી,
પુરા પ્રેમે રક્ષી, લીધી આર્ય—વાડી;
અચિંતી વિપતિથી, એહને ઉગારી,
દુરાચરણી નૃપના, દોરથી નિવારી.
હવે દેજે અમને, **સાર્વત્રિક** દાન,
વિમળ વિદ્યાઽમૃતનું, પોષી જ્ઞાન પાન;

સ્વદેશી સાહિત્યે, રોપી ગિરવાણ;
ભરે ભૂરિ એમાં, આર્યતત્ત્વજ્ઞાન;
ન સેવાએ પ્રીતિ સુરત ગાન તાન;
અધિકારી એથી છોડવે નિદાન;
વલી જેને નવ લવ દેશી લાભ ભાન;
અધિકારી એથી છોડવે સુખાણ;
**રિપન** જેવા જનમણિ મોકલી પ્રધાન;
રૂચિર રે જેવા નર પ્રેષી મામ માન;
અતિ ઉત્કર્ષીને, આર્ય—પુત્ર ગાજે!
મહારાણીશ્રીનો, સુયશ વાદ વાજે!

એજ પ્રમાણે **શ્રીમદ્દેશી** રાજા મહારાજાઓને વિનંતિરૂપ બે શબ્દ કહેવાના છે કે પરહસ્ત રાજ્ય કરતાં સ્વહસ્ત રાજ્યના લોકમાં ગુણગ્રામ વર્ણન થઈ રહ્યાં છે. પરંતુ એમણે બ્રીટિશ પ્રજા કરતાં પોતાની પ્રજાનું શું વધારે શ્રેય કરી નાખ્યું છે? શું એઓ શ્રીમદ્રાજા મહારાજાની રાજ્ય-કર્ત્તવ્યતા નથી કે પોતાને પાલવે પડેલી કોટિ પ્રજાને વ્યક્તિએ વ્યક્તિએ કેલવણી અપાવી આર્ય સિદ્ધાંતોની પૂર્ણ અનુયાયિની કરવી. વલી-એ પરિણામ આવે તે પહેલાં પણ નાતવરા અટકાવવાનો કાયદો બાંધવામાં તેમને બ્રિટિશ **સિંહ** આડો આવે કે રશિયન **રીંછ** તે કાંઈ સમજાતું નથી. તેઓ જો કેલવણીની નોબત

ઉપર પ્રબલ ડંકા નાખે અને પોતાની પ્રજાને સોએ સો ટકા કેલવણી આપે તો વિદ્યાનો મહોદય થવે તેઓની પ્રજામાં નાતત્રરાદિ બીજા અનેક દુરાચાર નષ્ઠ થાય. બ્રિટિશ સિંહને પણ લાજ આવે. અને તેણે કરી સન્માર્ગ પરત્વે પર્વતપ્રયત્ન કરનારી "કૉંગ્રેસ" નામની રાજ્યનિષ્ટ મંડલી રાજ્ય હસ્તે કેલવણીની વૃદ્ધિ કરાવવા મથી રહી છે તેનાં કામને વલી વિશેષ વજન મલે. એમ અદ્વિતીય જીજ્ઞાસ્ય એવો કેલવણીનો સર્વત્ર પ્રસાર થવે પરિણામ એ આવે કે સાક્ષાત્ નહીં તો ગૌણતઃ પણ સર્વાંગ ભારતોન્નતિ થવામાં શ્રીમદ્રાજા મહારાજાઓ ભાગી થાય. જેમાં મુખ્ય ફલિતાર્થ વલી એ છે કે એઓ શ્રીમદ્રાજા મહારાજાઓનો પણ પુનરૂદ્ધાર થાય. હે! આર્યાવર્તસ્થ ઈશ્વર! આર્ય રાજ્યપુત્રોના કીર્તિસૂર્યને ક્ષિતિજમાં દેખાડવા હજી શ્યો વિલંબ છે! **રાજતેજોમયને** આમ પ્રાર્થીએ છીએ:—

## ગીતિ.

શ્રીમન્મહારાજાઓ! પ્રજા કોટિ પાલવે પડી ભ્રમણે;
નિજજન નિજ તન તરણે, વિનતિવચનને સુણોજ શ્રીકરણે;
શ્રેય સરવેનું કરવા, વ્યક્તિવ્યક્તિએ સુવિદ્ય બલ આણો;
દેશોન્નતિનું કારણ, તારણ, વાવણ સુબીજનું જાણો;
કન્યા સુત વિદ્યાનો, ઉપચય અતિશય સદૈવ વખણાણો;
મૃત્યુ—ભોજન વારણ, મારણ મિથ્યા પ્રથાતણું માનો,

કુપથાઓ તમ શત્રુ ! હારણવારણથકી પ્રલય પામે !
સદ્‌વિદ્યા બલ ભજવે, સજવે સમુદય પ્રીતિ ઉરે જામે !
એ મારગ ઉજ્જ્વલથી, રાજ્યપુત્રની સુકીર્તિનો ભાસે,
સુતેજ સૂર્ય ક્ષિતિજમાં, આર્યદેશને નિરભ્ર આકાશે.

અહીં ! એકવાર **ભૂદેવ** પદનું માન પામેલા અને અદ્‌ભુત આર્યવિદ્યાઓના પિતા એવા બ્રાહ્મણોનો વંશ—જે હાલનો બ્રાહ્મણ વર્ગ—તેમને પણ પ્રસંગ વસાત્ અમારે આટલું કહેવું અભીષ્ટ છેઃ—હે ભારતવર્ષીય અગ્રેસરો ! તમે તમારા પૂર્વ પરાક્રમને કેમ વીસારી બેઠા છો ? અને પ્રમાદ તથા રીસે કરી કેમ ધર્મ્મચ્યુત થાઓ છો ? યદિ તમને હાલના **રાષ્ટ્રીય** અપકર્ષનું **કારણ** ગણી કૃતઘ્ન બહુ બોલાઓ નિંદે છે. પરંતુ પ્રાચિન ઋષિ મુનિના નાતિલાઓ ! તમે અમારૂં એક **મહાકાર્ય** કર્યું છે તેનો પાડ અમે કદી વાલી શકવાનાં નથી. પૂર્વકાલીન પરધર્મ તથા પરરાજ્યોદ્ભવા વિપત્તિના સમયથી તે આજના ઈંગ્લંડીય કંઈક કરૂણાદ્ર રાજ્ય પર્યંત તમે આર્ય ધર્માચારવિચાર—બીજ તથા આર્યગ્રંથોના રખેવાલ રહી કેટલા અભિવંદનને પાત્ર થયા છો ? તે **ભારત વીરો** જાણેજ છે. માટે ભ્રાંત નિંદકોની ઝાઝી દરકાર કરયા વગર તમે તમારા ધર્મ્મકર્મ્મમાં પ્રાચિના રીતિને અનુસરો. આ વાતની ના પડાશે નહી કે ક્ષત્રિયાદિ ત્રિવર્ગ ધર્મપરાઙ્મુખ થતો જાય છે તેમ તમે પણ પગથિઆં મુકતા આવો છો ! પણ

તેમાં તમારો દોષ કહાડાય તેમ તેમનો દોષ પણ સાથેજ છે ગોબ્રાહ્મણ હિતૈષિ ધર્મવાલો ક્ષત્રિયાદિ ત્રિવર્ગ પૂર્વની પેઠે હમણા તમારૂં યથાવત્ પાલન ક્યાં કરે છે? રે! દેશના કોટરૂપ બ્રાહ્મણ વર્ગની અવજ્ઞા કરી તેમણે શ્યો સાર કહાડ્યો છે? ધૂર્ત મ્લેચ્છોના ખાનપાન સંબંધી દૂષણો અને તેમના વટલાવવાના ઉદ્યમની સામે દેશને ખુલ્લો મુક્યો છે એજ કે બીજો કંઈ? પરંતુ તે વાતનો **રક્ષક** બ્રાહ્મણો રે! તમારે વિચાર કરવાનો નથી. તમારે તો પોતાના ધાર્મ્મિક કર્ત્તવ્યનેજ જોવાનું છે. આર્યધર્મના પઠન પાઠન ઉપર ભાવ રાખી તમે પૂર્વની પેઠે સદ્વિદ્યા વિશારદ થાઓ ને ધર્મ્મવાક્યમાં દ્વિઅર્થીપણાના વિષને વિષવત્ તજો. **ઉચ્છેદક** બ્રાહ્મણો હો તમે પાશ્ચાત્ય વિદ્યા પામીને તેની મોહજાલમાં કેમ ફસો છો? ઉંડા ઉતરી જગદ્ગુરૂ એવા તમારા પૂર્વજોની વિદ્યાને જુઓ! પાશ્ચાત્યો પણ તેનેજ જોય છે. અહો! સુંદરમુખ! રક્ષકોચ્છેદક ઉભય પવિત્ર દર્શન! તમારા સાહાય્યવિના આ આર્યદેશ અને આર્યત્વ કઈ દિશાને પહોંચશે એ કહેવું કઠિન છે. એટલા સારૂ એકત્ર થઈ તમે સર્વોપરી વર્તન કરો. રૂઢિનું દાસત્વ મુકો, મુકાવો. અને મરણોત્તર જમવા જમાડવાની પ્રથાનો સાક્ષાત્ તથા પરોક્ષ પ્રતિકાર કરવે કરાવવે તમારા પૂર્વજ શ્રીમદ્ શંકરાચાર્યના શૌર્યને સ્મરો. સાંભલીયે મહાશય,

# વૈતાલીય છંદ.

તજવી તજ વિપ્ર રીસને, ધર ધર્મ્મે પ્રણમીજ શીશને;
રજનો રજમેરૂ તો ચણે, બહુ બોલા તુજ દોષને ભણે,
વીરતા વીર એક તેં કરી, અમરક્ષા ધરી ધર્મ્મની ધરી,
સુભગા શુભ શ્રેય—દાયિની, વહી વેદો વઈદૂર્ય જે મણિ!
ગણવા ગુણ આર્ય વીર છે, ગુરૂ ભૂદેવની ગુરૂતા ઇછે;
સ્મરને સ્મરણીય જે વૃતિ, તવ પૂર્વે તવ પૂર્વજે હતી.
હરવા હર વાદ દ્વેષને, વિષ જેવા વીશ અર્થ ક્લેશને;
વરવા વર રીતિ શાસ્ત્રની, સજ તોપો વિજવાણી શસ્ત્રની;
તજવી તજવીજથી, વૃથા, મરણાંતે મન કલ્પી જે પ્રથા;
સરવા સરવાંગ ઉન્નતિ, હણ જે દેશની હોય દૂરીતિ.

આ લેખ પૂર્ણ કરતા અપ્રતિમ વિદ્વન્મહાત્મા મનુઋષિને આધારે રચેલા આ **પિતૃ-મરણોત્તર-વિધાનપ્રત્યે** રાજા પ્રજા સર્વનો લક્ષ ખેંચાંને તારક એવોં નિમ્નલિખિત શ્લોક સાર્થ ભણીએ છઈએ. જેનો પવિત્ર ઘોષ[1] મરણોત્તર ક્રિયાસમયે યથાવત્ થવાથી પ્રેતની નિઃસંશય સદ્ગતિ થાય છે.

---

૧ **આર્યશાસ્ત્રનો** આ સુદૃઢ સિદ્ધાંત છે કે **ગર્ભાવસ્થામાં** અને તેથી પણ બહુ અધિકતર **પ્રેતાવસ્થામાં** અતીંદ્રિય જીવ અંતરવૃત્તિ હોય છે. અંતરવૃત્તિનું સામર્થ્ય અગાધ છે. વિજલી જે માત્ર બે ક્ષણમાં અ-

आनंदमूलगुणपल्लव तत्त्वशाखा ।
वेदांतपुष्प फलमोक्ष रसादिपूर्णं ॥
चेतोविहंग हरितुंग तरुं विहाय ।
संसार शुष्क विटपे वद किं रतोसि ॥

---

હીંથી અમેરિકા પહોંચે છે તેના કરતાં પણ એની ગમનશક્તિ અતિતર વિશેષ છે. પ્રેતાવસ્થામાં જીવને સર્વ ભાષાઓનું જ્ઞાન, દૂરદર્શન, દૂરશ્રવણાદિક અદ્ભુત વિભૂતિઓ પ્રાપ્ત હોય છે. માટે જીવને બોધ કરવાની એ સંધિ બહુ અમુલ્ય છે. એટલા સારૂજ પિતૃ–મરણોત્તર વિધાનનું મહાત્મ્ય વેદધર્મીઓના શાસ્ત્રમાં કહ્યું છે. શ્રાદ્ધાદિકનું અનુષ્ઠાન અને વેદમંત્રોનો મંગલ ઘોષ એજ અર્થે છે. દુરાગ્રહી વિદેશીને એ સંબંધે દૈત્ય ઓલખવામાં કંઈ પણ અવિનય નથી. તેમનું એ સંબંધનું જડવાદ–પાંડિત્ય કોડીના કામનું નથી. ગર્ભાવસ્થામાં પણ જીવની શક્તિ વિલક્ષણ છે. એતો પાશ્ચાત્ય વિજ્ઞાનવિદ્ પણ હવે સમજીને સમજાવવા લાગ્યા છે. જેમને પાશ્ચાત્ય વિદ્યાનો મોહ છે તેમને માટે એ બસ થશે. સુભદ્રાના ઉદરમાં રહીને **અભિમન્યુ** વીર શ્રીકૃષ્ણકૃત ચક્રવ્યૂહ શિક્ષાના સંસ્કારી થયા હતા. ગર્ભમાં ગર્ભમોચનમાટે જીવ, ઈશ્વરસ્તુતિ કરે છે એ વાત શાસ્ત્રપ્રસિદ્ધ છે.

**સટીક અર્થ.**–રે ચિત્તપક્ષી! જીવ! હૃદયસ્થ ઈશ્વરરૂપી ઉન્નત વૃક્ષ કે જેનું મૂળ પરમાનંદરૂપ છે, પાંદડાં ગુણરૂપ છે, ડાલી તત્ત્વરૂપ છે; વેદાંત એ જેનાં સુગંધી પુષ્પો છે અને મોક્ષ જેનું ફલ છે; તેવા રસ રહસ્યોએ કરી પૂર્ણ વૃક્ષને મુકી સંસારરૂપી કેવળ દુઃખાનુરૂપ સુકા ઝાડમા કેમ રમી રહ્યો છું!

મરનાર ૧૧ દિવસ પર્યંત પ્રેત કહેવાય છે. અને બારમે

---

જ્યા અંતર્વૃત્તિ સંબંધે દૂરદર્શનાદિની વાત આવે ત્યા ઉપરચોટીઆઓ આશ્ચર્યની ગોલી ખાઈ અશ્રદ્ધા કરે છે. પણ તેઓએ જાણવું કે યોગપ્રાપ્ય વિભૂતિની વિમલા લીલામાંતો એ પહેલોજ પ્રહર છે. અરે! દૂરદર્શનાદિક તો કુદરતના ગુણધર્મોની અનંતતા માનનારા પદાર્થવિજ્ઞાનીઓને પણ આધીન છે. જેઓ નાટકગ્રહના રમ્ય પ્રવેશો પોતાની પર્ણકુટિમાં જોવાના જિજ્ઞાસુ છે. તો આત્મિક દિવ્યજ્યોતિના દિવ્ય વૈભવોની ક્યાં સીમા? આત્મવેત્તા, જડ અને ચૈતન્યની ચમત્કૃતિઓ વચેના અંતરને, એક અને અનેક વચેના અંતર જેવો જાણે છે. પતંજલીસરખા મહાનુભાવે વર્ણવેલી આત્મચમત્કૃતિમા વિશ્વાસ ન કરી શકનારા પામરો પૃથ્વીપતીના ધનમા શંકા ધરનારા દરિદ્ર જેવા છે.

·Thus far and no futher એટલે इयत्तं नैवविशेषः એવી કંગાલ મર્યાદાવાલાતો કંદર્પસેવા અને ઉદરનાદમા

દિવસે સપિંડન થયા પછી તેની પિતૃમાં ગણના થાય છે. પિતરોને પરમાત્માના સ્વરૂપ નિરૂપણનાં વચનો બહુ પ્રિય છે એમ ઋષિઓમાં પ્રધાન મનુજી કહે છે. માટે નિમ્નલિખિતા વેદશ્રુતિ સાર્થ સ્તવીએ છઈએ, જેનો આનન્દપ્રદ સ્વર જીવોની ઉન્નતિ કરવાવિના રહેતો નથી. બારમા દિવસના પાર્વણશ્રાદ્ધ અને તેરમાના પાથેયશ્રાદ્ધમાં એ શ્રુતિનો ઘોષ કરાવવો.

एको देवः सर्व भूतेषु गूढः ।
सर्व्वे व्यापी सर्व्वे भूतांतरात्मा ॥

---

પોતાનું જીવિત પુરૂં કરે છે. પરંતુ ધીમંત ધીર છતાં પણ જેઓ સંશયવૃત્તિનો પક્ષ કરે છે તેઓ મરતા લગી સંશયમાંજ રહે છે. તેઓનો સંશયમુક્તિ કદાપિ સાંભલી નથી. તો સદા સંશયનેજ વલગી રહેવાથી શો લાભ ? જડસિદ્ધિ સંશોધનમાંએ વિશાળા ધુરીવાલી ઉદારા વૃત્તિ જોઈએ. **જેમ્સ વાંટ** અને **વિદ્યુત્પતિ એડિસન** સરખા જડસિદ્ધો इत्यलं नैत्रविशेषः એવી મતિવાલા કિંવા મૃત્યુપર્યંત સંશયમાંજ રહેનારાની વૃત્તિવાલા હોત તો જનોપયોગી રેલવે અને અદ્‌ભુત ફોનોગ્રાફનું દર્શન હાલમાં કોઈને થાતજ નહી.

એ પ્રમાણે ગુહ્યા આત્મિક શક્તિદ્વારા યોગવિદ્યાની શક્યતાઓમા શ્રદ્ધા ન રાખનાર નિરૂત્સાહીની વાર્તા છે. જોકે એ કોટિમા પણ ઉપર કહ્યું તેમ આ બ્રહ્માંડને દડાની પેરે

कर्म्माध्यक्षः सर्व भूताधिवासः ।
साक्षीचेता केवलो निर्गुणश्चः ॥

**અર્થ.**—એકજ દેવ સર્વ પ્રાણીમા ગુપ્ત રહ્યા છે. તે સર્વ-વ્યાપક અને સર્વ પ્રાણીનો અંતરાત્મા એટલે **હૃદયસ્થ** ઈશ્વર છે. કર્મ્મોનું ફળ આપવામા તેનું આધિપત્ય માત્ર છે. તે સર્વ પ્રાણીઓનું રહેવાનું ઠેકાણું અર્થાત્ સર્વ કાંઈ તેમાજ ભાસ્યું છે. પોતે ચૈતન્ય સાક્ષીરૂપ કેવલ ત્રણ ગુણોથી રહિત એવો છે.

---

મુષ્ટિમાં ફેરવે એવા સમર્થ યોગીશ્વરો થઈ ગયા છે. જે કંઈ સાધારણ શક્તિથી નથી થઈ શક્યું તે તેઓ પોતાના યોગબલે કરી જગતને આપી ગયા છે. યોગ શું હશે એનું સંક્ષિપ્ત જેને જોઈતું હોય તેણે આ સૂત્રનું મનન કરવું:—
**मीरकल्पनाए जेकंइ काम्य, योगशक्तिए सर्व ते शक्य.**
એમ યોગ વિદ્યા એક (કામ્ય) કલ્પદ્રુમ છે. દુરદર્શનાદિ એના સહાય્યે સહજ છે. હમણા પરિભ્રમણ માર્ગે પૃથ્વીની પાસે આવી જનારા મંગલગ્રહના વાસીઓ પૃથ્વીસ્થો કરતાં જુના છે. માટે લાંબા અનુભવથી તેઓ પાંચ-સો વર્ષની આયુષ્ય કરવા સમર્થ થયા હશે, એમ કલ્પવા કરતાં તેઓ જુના છે માટે યોગવિદ્યાજ્ઞાને લાંબી આયુષ્ય કરી શક્યા હશે એમ તર્કવું વધારે ઉદાર છે.

## ઉપસંહાર ગીત—ઈંદ્રવજ્રા છંદ.
## શંભુસ્તુતિ અથવા નવરસ વર્ણન.

**શૃંગાર** ગાને ભજ **રુદ્ર** ભોલા, **અદ્ભુત** **શાંતિ** ધરજે અમોલા;
જો **વીર** નાશે **ભય** શિવ **હાસ્યે**, **બિભત્સ** સંસારથકી મુકાશે !
બીછે **કરુણા** ભગવાન દાને, ત્યારે તરે તું રસતત્ત્વજ્ઞાને,
હે શૈવ ! સુજ્ઞો રસ એ સમાલો, મૃત્યુ પછીનો †રસભોજ ટાલો.

## ગીતિ.

મરણોત્તર ભોજનની, જન મનમાનિત પ્રથા પુરી પાપી,
મલિના વેદ વિરૂધ એ, કાપો, સુમતિ—વિયોગથી વ્યાપી;
વાચકવૃંદ વિવેકી, રીતિ નીતિ પૂર્વજો તણી જાણી,
વીરતા વીર તણી લઇ, ધરી ઉચ્ચવૃત્તિ કરો કૃતિ શાણી;
રાષ્ટ્રીય રચી સભાઓ, પ્રાંતપ્રાંતમાં અકેકને સ્થાપી,
**ગુણિયલ સજ્જો** સભ્યો, નાતનાતના પ્રિતિનિધી આપી,
સભ્યોનું શુભકારજ, શોધે વૈદિક સુશાસ્ત્રની શેરી,
પરિમલ પંથ વિમલનો, સુંધી સોંપે સ્વનાતને પ્રેરી;
કન્યા સુત કૃતવિદ્યા, કૌશલ્યે કરો કહું મર્મવાણી,
મ્હારાજા રાજાઓ, *મહારાણીને મધે સ્તવી આણી;
ગોસમ બ્રાહ્મણ ગરવા, ગણી શુભકારક સુપ્રેમથી પાલો.
**ભારત દેશતણો** જય ! જયી થાશો એ હજાર હાથાળો !

---

† જમણવાર. * બ્રિટિશ રાજયેશ્વરી.

**ભારત દેશી** જયજય ! જયી થાશો એ અગણ્ય આખાળો;
**ભારતવીર** વિજયનો, વાગે ડંકો વિશાળ યશવાળો.

**આ** પૂજન પિતુ દેવ કરૂં, **નં**દન પદ પઢું નિત્ય,
**દ**લપતી થઈ કુમથા દમી, જીવ શિવ લખી આદિત્ય;
**પા** પાલક વેદો વિમલ, **ના** કહી કરે નિષિદ્ધ,
**ચં**દ્ર સદસ સીતલ થઈ, **દ**રસાવું કરી સિદ્ધ.

## હરિગીત છંદ.

**આત્મનંદદ** ખોજીને, આનંદ! પાછો વાલીશું;
સંજીવની વિદ્યાથી, મોત મુમુક્ષુના પણ ટાલીશું;
જે જ્ઞાનરૂપી અમર કુંપી, છાંટી જન અમરાય છે,
સંજીવની શિવજ્ઞાન કલથી, કાલ—કાલ થવાય છે,
એ અમુલ્ય વસ્તુ વિરલ, આતમજ્ઞાનમાંહી સુહાય છે!
વડીલોએ વંશજ પ્રીતિથી, દીધ દાયભાગ મનાય છે,
પણ ભીરૂ કઈ બ્રહ્મજ્ઞાનમાં, તજી આસથા ઉલટાય છે!
અધિકારનુંજ વિકલ કુલાહલ, કરી મને મલકાય છે;
જગ ભણીને જુઠું થોથ, તેથી સાચસમ ગભરાય છે!
દુ:ખ દેખી એવા દીનનું, ચિત [1]ચંદ અનુકંપાય છે.

॥ इतिश्री प्रेतोद्धारकारकम् तृतीयलोचनो-

---

[1] પાનાચંદ. [2] પૂર્વે પૂર્વદેશીય, અર્થાત્ તો આર્ય સિદ્ધાંતોજ આખી પૃથ્વીની સર્વ પ્રજાને અનુકરણ માટે પ્રતિમા

# ★मीलकं पारेखकुलोत्पन्न श्रीमदानंदात्मज पानाचंद प्रणीतम् पितृमरणोत्तर विधानम् समाप्तम् ॥

---

હતી. તે સારેસારી અને નરસેનરસી અનુવૃત્તિ માટે ધ્યાનબિંદુ હતું. જેમ એશિયાખંડના સર્વ દેશો તેમ યુરોપખંડનો એ કોઈ પણ દેશ એ અનુકરણથી મુક્ત નહોતો. આર્યસિદ્ધાંતોમાં એવુંજ કંઈ **સત્ય** અને વિલક્ષણ તત્ત્વનો યોગ છે કે તે તેમ હતું, અને ભવિષ્યમાં પણ સદાને માટે તેમજ રહેશે ! પ્રેતને ઉદ્દેશીને પણ જે ક્રિયાનું વિધાન આર્યશાસ્ત્ર કરે છે તે પૂર્વે આખા યુરોપમાં ભાગતઃ પ્રચરિત હતું. ખંડેર ઉપરથી તેમાં ભવ્ય મંદિરનો પ્રાગ્ભાવ જે શોધી શકે છે તે અમારી એ વાતોની સત્યતા ના પાડશે નહીં. રોમન કાથોલિકના હાલના સર્વ ક્રિયા માર્ગમાં ઉપલી કલાએ જોશો તો ખાતરી થશે. પ્રેતોદ્દેશ્યની પુષ્ટિને માટે પણ મહાકવિ શેક્સ્પિયરના "હેમલેટ્માં" નિરધારો. પ્રેતને ઉદ્દેશીને રાંધેલું અન્ન જે હેમલેટ્ની માએ પોતાના નવા લગનમાં અપાતાં ભોજનમાં વાપર્યું હતું અને જેથી રાજકુમાર હેમલેટે રાણીને મેણું માર્યું હતું તેમાં લક્ષ કરવે અભિમતને પહોંચશો. 'The funeral meats did coldly furnish forth the marriage table' એ વાક્ય સાધનભૂત છે.